ડાકોર મુકામે મળનારી ખાસ
દરજી જ્ઞાતિબંધુઓની બીજી કોન્ફરન્સ માટે !

# કુધારાનું ક્રૂર સાલ!


લેખક—કેશવલાલ રણછોડદાસ સાયલાકર.



છપાવી પ્રસિદ્ધ કરનાર,
બાપુલાલ ત્રીભોવનદાસ. બોરસદવાળા


**જ્ઞાતિ માતને**

**શાર્દૂલ વિક્રીડીત વૃત**

વંદું જ્ઞાતિ માત આપ ચર્ણે, પ્રવાહીની જાન્હવી,
સાંકલ્પે વર ખ્યાત પરત્વરતુ, દાતા બની દાનવી;
લાવે રીદ્ધિસિદ્ધિ તુજ સ્તવનં, સંતુષ્ટથી સ્થાનતી,
ગીરા નિર્મળ આપ્ય તુજ શિશુને, સત્યાગ્રહી ધ્યાનની.


સંવત ૧૯૭૫ પ્રત ૧૦૦૦ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૧-૬

સુચના—આ ચોપડીની જે આવક થશે તેની રકમ કોન્ફરન્સ અર્થે રોકવામાં આવશે.

૧ આ ચોપડી જ્ઞાતિ બંધુઓને માટે ફકત દોઢ આનાની કિંમતે બહાર પાડવામાં આવી છે.

૨ સદ્‌ગૃહસ્થો આ ચોપડીની યોગ્ય કદર કરી જે ભેટ આપશે તે સ્વીકારવામાં આવશે.

ધી સાહિત્ય પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# કન્યાવિક્રય કરનારાઓને વિજ્ઞપ્તિ.

( મૈના તારો ખુબ છે દહાડો ) એ રાગ.

જ્ઞાતિ ભ્રાતા અર્જ અમારી, ઉમંગે લ્યો અંતર ધારીરે,
પીડા કરો દૂર અમારીરે...જ્ઞા૦

પૈસાને ખાતર કંઇક જ, કન્યાવિક્રય કરવાને ચ્હાય !
લજ્જા, શરમનું લીલામ કાઢી, દમડે દૂહિતા વેચાય !
તજો એવી (૨) રીતી નઠારી રે, પીડા કરો દુર અમારીરે, જ્ઞા૦

પૈસાદારોને સૌ પરવડશે, કારજ ધાર્યા થાય !
આંવી રીતી ફાવે દ્રવ્યવાનોને, રંકજ માર્યા જાય !
છતા ગણે (૨) શ્રીમંત ખારીરે, પીડા કરો દુર અમારીરે

લાડ લડાવે નિજ સુતાને. હોય ન દ્રવ્યની તાણ,
અહા ! એ મા, બાપ; લગ્ન સમે, કરે પુત્રી તાણું વેચાણ !
કુધારો (૨) એ સંકટકારીરે, પીડા કરો દુર અમારીરે....જ્ઞા૦

( માટે )
એવા વિક્રયના વિચાર કરતા, રહેલો યોજી લ્યો ઉપાય
ખાપે ધારી ઝોળી માંગજો ભીક્ષા, જો નવ પેટ ભરાય,
( પણ )
અહો શીદ (૨) રીત નઠારીરે. પીડા કરો દુર અમારીરે...જ્ઞા૦

( રાગ—મરશીયો )

હાય વેચરે ક્યાંથી ઘુસ્યા આ કુધારા.
તમે સુણો ફરીયાદ ભ્રાત મારા રે.........હાય૦

૧ બાળલગ્નો ઘણું સ્થળ થાયે !
  હર્ષ મા, બાપ ઉર નવ માયે
  યુવા વયમાં કજોડા કેંક થાયે રે,............હાય૦
૨ શુભ લગ્નો કન્યાના કરે છે,
  વરા જ્ઞાતમાં વડા આદરે છે !
  કેંક કન્યાવિક્રય કાં કરે છે રે ?............હાય૦
૩ યુવા વયમાં પણ કોઇ મરે છે.
  દીન બારમે જ્ઞાત નોતરે છે !
  જઇ સર્વે ત્યાં ભોજન કરે છે રે...........હાય૦
  જે આંખમાં ભર્યાં હજી આંસુ,
  ત્યાં ઉડે મીષ્ટાન્ન ખુબ ખાસુ,
  અરે જ્ઞાત ભ્રાત હાય થાય આ શું રે ?......હાય૦

## સત્યનો તેજી તમચો,

### તીલંગ રેખતો

### ઉર્દુ

### ગઝલ–કવ્વાલી

૧ તમે નિજ સ્વાર્થમાં ગુકિક,
  રહેશો ભ્રાંત તો ત્યારે,
  અમારી રંકની વ્યાધી,
  ઉપાધી કાપશો ક્યારે ?.......તમે૦
  થતા જે બાળ લગ્નોને,
  થતો વિક્રય કન્યાનો,

અટારી કેંક એ ઉલ્ટી,
રીતો ઉથાપશો ક્યારે……તમે૦
તમે ધનવાનને વિદ્વાન,
જ્ઞાતા કંઇ થયા છો તો !
કહો શુભ રીત શાસ્ત્રેથી,
કુરીતો કાપશો ક્યારે ?……તમે૦
૨ રહ્યા આનંદમાં નિશદિન,
અંતે ખેલ બહુ ખેલ્યા !
હવે નીજ જ્ઞાત સેવામાં,
હૃદયને જોડશો ક્યારે ?……તમે૦
અવનતી થાય જ્ઞાતિની,
ખરે બુરા રિવાજોથી !
કહો જ્ઞાતિ ઉન્નતિમાં,
તમે ચિત્ત ચોઢશો ક્યારે ?….તમે૦
વિશેશ જ્ઞાત બંધુઓ,
કુધારાને તમે હણવા,
સુધારાના ખરાં પંથે,
ત્વરાથી દોડશો ક્યારે ?……તમે૦
કુડી રીતો તણુ નીશાન,
પ્યારા હોંશથી તાકી !
ગૃહી કર સત્યનો તેજી,
તમંચો ફોડશો ક્યારે ?……તમે૦

૩ વડીલો આપ છો અમ જ્ઞાતના,
આધાર તો ત્યારે
તમારી જ્ઞાતના દીનને,
દિલાસો આપશો ક્યારે ?........તમે૦
અકારી ક્રુર વિકારી,
અને કો' રીત છે સારી,
તક્ષ સૌ ન્યાયના માપે,
રિતોને માપશો ક્યારે ?........તમે૦
ગયા કવલા થયા ધવલા,
બાલ પર ખ્યાલ લાવીને,
હૃદયમાં જ્ઞાન સેવા છાપ,
પ્રીતે છાપશો ક્યારે ?........તમે૦
જરાપણુમાં તમે પ્હોંચ્યા,
અમારી અર્જ સ્વિકારી,
કુધારાને તમે કાઢી,
સુધારા સ્થાપશો ક્યારે ?........તમે૦
રીતો સારી નઠારી પર,
બરાબર લક્ષ આપીને,
રીવાજોનો અદલ ઇન્સાફ,
પ્યારા આપશો ક્યારે ?........તમે૦
હલીલે, ભુલ ભાસે તો,
કરી દો માફ કેશવને,
પરંતુ ક્રુર રિવાજો, તમે સૌ કાપશો ક્યારે ?........તમે૦

( વીરા વેષ્યાના યાચી, ઉભા અટારી એ રાગ )

નમું કૃષ્ણજી કાળા, ડાકોરવાળા, દીનદયાળા આલમના
શીરતાજ (૨)
કોન્ફરન્સ ભર્યું તમ શર્ણે, સુણજો રંક, નીવાજ
પ્યારા પ્રભુજી દો સદ્‌બુદ્ધિ, ટાળીએ કૂર રીવાજરે....નમું. ૧
સુધારામાં કુદી પડયો કુધારો. મતા મતી વધ્યું પૂર
ભાન ભુલ્યા અમે કોમનું પ્યારા, રીતિ ફાવી ગઇ કૂરરે....નમું ૨
અર્જ અમારી ધ્યાનમાં લેજો, મેહેરકરી ભગવાન
કૃપા કરી કૂર ચાલ કઢાવો, તેથી ટળે તોફાનરે....નમું. ૩
વિશેષમાં અમે યાચીએ સર્વે, જ્ઞાતિની ઉન્નતી થાય
એવા ધારા અમ જ્ઞાતિમાં થાવો, સૌને તે ચાલ પોષાય રે....નમું ૪

## જ્ઞાતિબંધુઓને સવિનય વિદીત

( ભૈરવી )

આપણે એક માતના બાળ !
આપણે એક દ્રુમની ડાળ !
ભીન્ન ભીન્ન ગુણનાં ફળ નીપજ્યા,
નવલ શુભ રસાળ!...........આપણે૦
અગ્રે હતા સૌ ઐકયતા, આ અવર એ નહિ ધારતા
બહેકેલ દીસે કોઇ તો, ભય દંડ દઇને વારતા.
હતા નીજ જ્ઞાતીના દીનપાળ (૨)
વિચારો ગત જનના શુભ ખ્યાલ........આપણે.

મત જંગ વધતા આપણા, સૌ પ્રથમનું ચાલ્યું ગયું
નિશ્ચેજ, નેતા જ્ઞાત કેળવણી વીનાથી આ થયું,
ઉઠાવે અપવાદી જંજાળ,
લીયે નહિ કોઇ કિનની સંભાળ..........આપણે૦
નહિ સંપ ત્યાં નહિ જંપ છે. નહિ શ્રી હરી વાસો વસે,
જનુની ધરે દિલગીરતા, અબ્ધિ સુતા અળગી ખસે
કળીએ ગળી ધર્યા પેટાળ ( ૨ )
તુટ ગઇ ભ્રાંત મલાજા માળ!..........આપણે૦

ભુજંગી વૃત.

સુણો જ્ઞાત ભ્રાતા જરી અર્જ મારી,
દઇ ધ્યાનરે અંતરે લ્યો ઉતારી,
રહ્યા આપણી જ્ઞાતમાં કૈં કુધારા,
તજો ક્રૂર એ રીત ઓ ભ્રાત મારા

× × × ×

કરો બાળલગ્નો તમે હોંશ ધારી,
ગૃહી રીત એ શું તમોએ વિચારી?
નથી જાણતા લગ્ન બાળો બિચારા,
તજો ક્રૂર એ રીત ઓ ભ્રાત મારા

× × × ×

હરીગીત વૃત.

શું બાળ લગ્ને ફાયદો, એ કાયદો સમજાય ના?
લાગે અધમ રીવાજ તે; મમ ઉર ભ્રાંતી જાય ના?

છે આ રીવાજે સૌખ્ય તો, મમ ભ્રાત સત્વર ઉચરો ?
છો હીત ચાહક તો અકારૂં ? સાલ આ અળગું કરો ?

× × × ×

શું બાળ લગ્ને ફાયદો ? એ કાયદો સમજાયના ?
રીતો અકારી કૈંક ખારી, બંધ શાને થાયના ?
સારા બુરા રીવાજ પર દયો, લક્ષરે ભ્રાતા વરો ?
છો હીત ચાહક તો, અકારૂં, સાલ આ અળગું કરો ?

× × × ×

નિજ સંતતિ નિર્બળ થતી એવો ઘડાયો કાયદો !
છે બાળલગ્ન રીવાજમાં, બીજો ન ભાસે ફાયદો !
થાતો નફો કંઇ હોય તો, કો' ભ્રાત આવી ઉચ્ચરો ?
છો હીત ચાહક તો અકારૂં, સાલ આ અળગું કરો.

× × × ×

શુભ લગ્ન માહે મગ્ન થઈ, સો સ્નેહિઓ ભેળા થતા !
મળતા સહોદરને સગા; આનંદમાં સૌ મા'લતા !
માબાપ ભગિની ભ્રાત, આવો લ્હાવ લેવા મગ્ન છે !
(પણ)ન્હાના ! ખરે વરઘોડીયા, સમજે નહિ શું લગ્ન છે !

× × × ×

(માટે) એવા લગન શું કામના, ફરજંદનું હિત ચ્હાયના ?
શા કારણે આવા લગન, સેવક થકી સમજાયના ?

સપડાય બાળક જાળમાં ] વિદ્યા ખરે અળગી કરી !
શાબાશ છે માબાપ તમને, ઠીક કેળવણી કરી !

\+ + + +

બાળક વરસમાં બેય સરખા, બાળલગ્નો થાય છે,
યુવાન વયના તે થતાં; જોડુ કજોડુ થાય છે !

\+ + + +

કારણ સમજતા સર્વ જાણે, બાળલગ્નો ક્રુર છે !
પણ કોઇ અચકાતા નથી રે ! ક્રુર રીતિ પૂર છે !

\+ + + +

શુભ રિતનું જે નાવ તે ક્રુર કાપમાં અથડે ગયું ?
અબ્ધિ ઉછાળા મારતા ઉલ્ટું થઈ પછડે ગયું !
પેસેન્જરો સર્વે પડ્યા; રે ! કોઇ કો 'નું ના રહ્યું !
ઝાવા બન્યાના મારતા, પણ નાવ તે તળીયે ગયું !

× × × ×

ધનવાનને દિનની સુતાઓ, લગ્ન માંહે જાય છે.
(બધી) કુળવાનની કન્યા અરર ગીતો અકારા ગાય છે
માતા પિતા કૌટુંબીઓ, સુણે ગીતો અબળા તણાં
ગાયે ફટાણા ફાગ શ્રોતા સર્વમા શી રહી મણાં

\+ + + +

(અને.) બડબડ લવે મન માનતું, માઝા અરર અળગી કરી
(પણ) અટકાવતા નહિ કોઇ, આવા ગીતઅગ્ર પદભરી
રે ઉન્નતિ ક્યારે મહીં,. કાંટાળુ દ્રુમોં ક્યાં થયા ?
પરખ્યું ન કોઇએ બીજરે, માળી અરેરે કયા ગયા ?

÷ × + +

કાચું હજી આ વૃક્ષ છે, ઉખાડવા સૌ આવજો
પસ્ત્રો ગૃહી શુભ ચાલતાં, હુ રંકને સમજાવજો
(તો) તૈયાર સેવક તમ તણો, તમ શર્ણ યાચીને થશે
જો નાશ થાયે વુક્ષ એતો ગ્નાતની ઉન્નતિ થશે

÷ + ÷ ÷

સુભ રીતિના વાવી બીજો, ક્રુર તર્ણને ઉખાડશું
સૌ ભ્રાતની મદદે ખરે, ક્રુર વાડ સત્વર તોડશું
થોડા સમયમાં બીજ બળથી, વૃક્ષ મોટું થઇ જશે.
ફળ ખાય સૌની સંતતી, હું રંકને આનંદ થશે.



અંધુઓ.

" આ લઘુ કાવ્ય આપ વાંચો તે પહેલાં નીચેના બે શબ્દનું મનન કરવા તસ્દી લેશો. આજકાલ દેશની પ્રાંતની, કે ન્યાતની કોન્ફરન્સો અથવા પરિષદો ભરવાની પ્રથા માણસોમાં ઘણી સાધારણ થઇ ગએલી જોઇ સ્વભાવિક રીતે કોઇ મનુષ્યના મનમાં વિચાર ઉત્પન્ન થાય કે આવી પરિષદો ભરવાથી લાભ શો. તેના ઉત્તરમાં એટલુંજ કહેવું બસ છે કે અંધકાર વ્યાપી રહ્યું હોય ત્યારેજ દીવાની આવશ્યકતા છે, અને વ્યાધિથી પીડાએલાનેજ વૈદ્યનું ઘર શોધવું પડે છે તેમ અજ્ઞાનતા રૂપી અંધકારમાં ગરક થએલી આપણી જ્ઞાતિને પરિષદરૂપી દીવાની ખાસ જરૂર છે.

જુદા જુદા સ્થળે વસેલા પુરૂષોને પોતાના વિચાર દર્શાવવાનો લાભ મળે છે તે ઉપરાંત મૂળ ઘાલીને રહેલા સડાને કેવી રીતે દૂર કરવો તેના ઉપાય શોધવાનું સરળ થઈ પડે છે. "એક હાથે તાલી ન પડે" તે કહેવત અનુસાર અનેક વ્યકિતની મદદથી કાર્યની સિદ્ધિ સહેલાઇથી થાય તે હેતુથી આવી પરિષદો ભરવી ઉચીત છે. આવી સભાઓમાં ભાગ લેવાથી એક બીજા સાથે ઓળખાણ થાયએટલુંજ નહિ પણ એક બીજાના વિચારની આપલેથી માણસને અમુક પ્રકારની કેળવણી મળે છે. માણુસ પોતાના દર્દની ચિકિત્સા કરી શકતો નથી તેમ અજ્ઞાન રૂપી કૂપમાં ડુબેલી જ્ઞાતિની દરેક વ્યક્તિને પોતાની અધમ નિર્બળ તથા કંગાલ સ્થિતિનું સ્મરણ કરાવવા આવી કોન્ફરન્સો હોઇ છે

આજની કોન્ફરન્સ ભરવાનો મૂળ ઉદ્દેશ આપણી જ્ઞાતિમાં કેળવણીનો ફેલાવો કરવા તથા ચિરંકાળથી ચાલી આવેલા અનિષ્ટ રિવાજોમાં ફેરફાર કરવાનો છે.

આપણી જ્ઞાતિમાં વિદ્યાના અભાવને લીધે આપણી આર્થીક સ્થિતિ દરેક જ્ઞાતિ બંધુના ધ્યાન બહાર નહિ હોય.

જો આપણા જ્ઞાતિબંધુઓમાં કેળવણીનો કાંઇક ફેલાવો થએલો હોય તો લાંબા કાળથી ઉંડા પાયા નાંખેલા કુધારાની સંખ્યા દિન-પ્રતિદિન ઓછી થયા વગર રહે નહિ. પણ દિલગીરી સાથે જાહેર કરવું પડે છે કે આજકાલ કેળવણીના પોકાર જ્યારે ચારે દિશામાં દરેક જ્ઞાતિમાં થઇ રહ્યા છે ત્યારે આપણે આપણા પોતાના સ્વાર્થને અંગે આપણા પોતાનાં સંતાનોને તેનો લાભ આપવાને પાછી પાની કરીએ છીએ.

વિદ્યા અથવા કેળવણી સંપાદન કરવાનો હેતુ માત્ર પૈસો પેદા કરવાનો નથી તે વાત ભૂલી જવી ન જોઇએ; કેમકે એક સ્થળે "ભર્તૃહરી રાજાએ કહ્યું છે કે અવિદ્વાન અને પશુમાં માત્ર એટલોજ તફાવત રહ્યો છે કે એકને પૂછડું તથા શિંગડાં વિશેષ છે ત્યારે બીજાને તે સિવાય બીજા ગુણો સમાન છે; કારણ કે જે પુરૂષ પ્રત્યે "સરસ્વતિ દેવીની કૃપા નથી તે પુરૂષમાં સ્વાભાવિક રીતે ઓછી બુદ્ધિ હોય તે જગ જાહેર છે."

"વિદ્યાએ મોટું દૈવત છે" તેની મદદથી મનુષ્ય હજારો માણસનું મન હરણ કરી પોતાના વશ કરેછે એટલુંજ નહિ પણ શત્રુને મિત્ર કરી શકે છે. તે એક મોટું શસ્ત્ર છે અને તે શસ્ત્રની સહાયથી ષડરીપુઓ ઉપર મહાન્ સત્તા ધરાવી પરમાર્થ સારી રીતે સાધી શકાય છે.

"વિદ્યાને ત્રીજું લોચન" એટલાજ માટે કહેલું છે કે તેના બળથી મનુષ્ય દીર્ઘ વિચાર કરી સારૂં નરસું સમજી ભવિષ્યમાં પોતાને તથા પોતાના હિતેચ્છુને નુકશાન અથવા દુઃખ ન આવી પડે તેવું કાર્ય

આચરેછે. વિદ્વાન્ પોતાની ફરજ બરાબર સમજી સર્વ પ્રાણી માત્રને સમાન ગણી અનિંદ્ય વર્તન ચલાવે છે. અને સમાજના લાભને શ્રેષ્ઠ ગણી પોતાના સ્વાર્થનો ભોગ આપવા તત્પર થાય છે. આમ તે પોતાની ઉદારતા અનેક પ્રકારે રજુ કરે છે.

ચંચળ લક્ષ્મીનો ચોરાવાનો. લુટાવાનો અથવા ખુટીજવાનો ભય છે ત્યારે વિદ્યારૂપી લક્ષ્મીનું તેથી કેવળ ઉલટુંજ છે. તે અખુટ ભંડારનો તેમ વધુ ઉપયોગ થાય છે તેમ તેની વિશેષ વૃદ્ધિ થાય છે. વિદ્વાન પાસેથી વિદ્યા લૂટાતી નથી, ચોરાતી નથી, તેમજ ખોવાતી નથી. વિદ્વાન પુરૂષ પોતાની વિદ્યાથી સ્વાર્થ સાથે પરમાર્થ સાધી શકે છે. શ્રીમંતનો સત્કાર પોતાના દેશમાં થાય છે ત્યારે વિદ્વાન્ સર્વત્ર પુજાય છે. પોતાની વિદ્યાના પ્રભાવથી અજાણ્યા સ્થળે પોતાની કીર્તિ પ્રાપ્ત કરી અગ્રસ્થાન ભોગવવા ભાગ્યશાળી થાય છે. મિત્રો તેમજ સલાહકારોની વિદ્વાન દરકાર રાખતો નથી કારણ કે પુસ્તકો તેમની ગરજ સારે છે તે વાત વાંચનારની દૃષ્ટિ બહાર નહિ હોય

કેળવણી અથવા વિદ્યા સંપાદાન કરવામાં આવા લાભ સમાએલા છે તો દરેક વ્યક્તિની ફરજ છે કે તેણે પોતાનાં સંતાનોને શારીરિક, માનસિક નૈતિક તેમજ ધાર્મીક શિક્ષણ આપવા ચૂકવું નહિ.

જે પુરૂષો છોકરીઓને અનાદર કરી ફક્ત છોકરાઓનેજ કેળવણી આપવાની તરફેણમાં છે તેમને મારે કહેવું જોઇએ કે તેમનું સમજવું કેટલેક અંશે ભૂલ ભરેલું છે. દરેક મનુષ્યના, કુટુંબના ગામના, અથવા દેશના "ઉદયનો આધાર સ્ત્રિઓ ઉપર રહેલો છે." સુશિક્ષીત માતાના આચાર વિચાર તથા રીતરીવાજ ઘણા ઉત્તમ

હોય તે સર્વ માન્ય કરશે. "ઘર એ એક જાતની નિશાળ છે." બાળક પોતાનો ઘણો ખરો વખત પોતાની માતા પાસે ગાળે છે અને તેથી બાળના કુમળા મગજ ઉપર પોતાની માતાના આચાર વિચાર, ટેવ, તથા સ્વભાવની સચોટ છાપ પડે છે. વળી કુમળી વયનાં બાળકને અનુકરણ કરવાનું બહુ ગમે છે એટલે જો માતાપિતા કેળવાએલાં હોય તો બાળકમાં પોતાના સુશિક્ષીત માબાપના સદ્દગુણો આવીને વસે છે. જો તેથી ઉલટું હોય તો બાળકને મોટપણમાં દુઃખી થવાનો સંભવ વિશેષ રહે છે.

છોકરીઓને રાંધવા, ગુંથવા, સીવવા, ભરવા, કરકસર કરવા નીતિ, ઘર વ્યવસ્થા, વાંચવા તથા લખવાના જ્ઞાનની ખાસ આવશ્યકતા છે. સાધારણ વાંચતાં તથા લખતાં આવડતું હોય તો પોતે સારાં સારાં પુસ્તકો વાંચી પૌરાણીક "સતીઓનાં જીવન ચરીત્રોનો" અભ્યાસ કરી તેમનું અનુકરણ કરી પતિ તરફ પોતાની ફરજ બરાબર સમજી પોતાનો સંસાર સુખી બનાવશે. પોતાના સંતાનોને પણ પોતાની પેઠે કેળવણી આપી તેમનો ભવ સુધારવા ઉત્સુક રહેશે વાત નિર્વિવાદ છે.

છોકરાઓને પણ સાધારણ રીતે શારિરીક, માનસીક તથા નૈતિક કેળવણી લાભકારક છે તે દરેક જણ સમજતું હશે. "કેળવણીથી માણસની વર્તણુંકનું બંધારણ થાય છે" મનુષ્યનું વર્તન એવા પ્રકારનું હોવું જોઇએ કે તેનું ભવિષ્યમાં બીજી વ્યક્તિઓ પ્રશંસા કરી અનુકરણ કરવાને તત્પર થાય. આવું ઉમદા વર્તન કેળવણી સિવાય બીજા કોઇપણ ઉપાયથી મેળવી શકાતું નથી એ સિદ્ધ વાત છે.

શારિરીક, માનસીક તથા નૈતિક કેળવણી પરસ્પર સબંધ ધરાવે છે. કસરત તેમજ રમતગમત કરવાથી તથા ખુલ્લી હવામાં હરવા ફરવાથી શરીર કેળવાય છે અને તેથી તંદુરસ્તી મળે છે. "પહેલું સુખ તે જાતે નર્યા" તે કહેવત સૂચવે છે કે માણસ પાસે અઢ-

જાક દ્રવ્ય હોય પણ જાતે તંદુરસ્ત ન હોય તો તે પોતાના પૈસ ઉપભોગ કરી શકતો નથી અને છતે પૈસે પોતાના દિવસ દુઃ ગુજારે છે, ત્યારે એક તંદુરસ્ત મજુર રાત્રે પોતાના કુટુંબ : પોતાની જાત મહેનતે કમાએલા રોટલો સુખેથી ખાઇ પોતાની જી આનંદમાં ગુજારે છે.

તંદુરસ્ત, શરીરમાં "તંદુરસ્ત મગજ રહેલું છે માટે શરીરં કેળવવાની ખાસ જરૂર છે. સારાં સારાં પુસ્તકો વાંચવાથી તેમજ : સમાગત કરવાથી માણસ પોતાનું મગજ કેળવે છે. મનુષ્યના આર વિચાર તથા સુખના આધાર પોતાના મગજ અથવા મન ઉ રહેલો છે, મગજ સારૂં કેળવાએલું હોય તો મારૂં માનવું છે માણુસ ધાર્મીક તથા નૈતિક વૃત્તિ ઘણી સારી હોવી જોઇએ. અમુક કાય સિદ્ધ કરવાને સહેલો તેમજ સરળ ઉપાય ગોજી બુદ્ધિનાં કાર્ય કરવાને શક્તિવાન થાય છે. કેળવાએલું મન સારૂં નરસું, આ અસા તાજ્ય અતાજ્ય વગેરે વિવેક સમજી મનુષ્યને સન્માર્ગે દોરી આ જન્મ મરણનો ફેરો ટાળવા શક્તિવાન બનાવે છે.

કેળવાએલા પુરૂષ ઉપર કામ, ક્રોધ, લોભ. મોહ, મત્સર વગેરે મહાન્ રિપુઓ કાબુ મેળવી શકતા નથી; તેથી માણુસ નીતિના શુભ રસ્તે ગમન કરી પોતાના દેહનું કલ્યાણ કરવાને ભાગ્યશાળી થાય છે.

ટુંકાણમાં એજ વિનંતી કે આ ક્ષણીક દેહના કલ્યાણાર્થે પરમાર્થ સાધવાને દરેક વ્યક્તિને થોડી ઘણી કેળવણી મેળવવાની ખાસ જરૂર છે; અને આશા છે કે આપ પોતાના સંતાનોને ભવિષ્યમાં કેળવણી આપશો તો આ ટુંક લેખ લખ્યો સાર્થક સમજી લખનાર પોતે ઉપકૃત થયો સમજશે. અસ્તુ !

અમદાવાદ. | મોહનલાલ અમથાભાઈ ભગત.

તા. ૧-૮-૧૯૧૫. | બી. એ.